૪૮૮૨

હાલના શોખી સજ્જનોને માટે ખાસ
મોરબી નાટક મંડળીમાં ભજવાતા રાણકદેવી
તથા પૃથુરાજના રાગોથી ભરપુર શ્રી
જીનેંદ્ર સ્તુતિ ગાયન સંગ્રહ ભાગ
૨ જો પણ આ સાથે સામેલ છે.

# श्री मेघाकाजळनां या श्री गोडी पार्श्वनाथनां ढाळीयां.

રચનાર
મુની શ્રી રંગવીજયજી.

પ્રસિદ્ધ કર્તા
શા. વાડીલાલ હઠીસંગ તથા શા. હરીલાલ
મગનલાલ અને શા. મોહનલાલ અમીચંદ
તથા શા કેશવલાલ જેઅચંદ.

અમદાવાદ.
માણેકચોકમા ગોળવાળાની ઓળમા
"વિજય પ્રવર્તક" પ્રેસમા છાપ્યા.
સંવત ૧૯૪૭. સને ૧૮૯૧



કીં. ૩૦—૧—૦

૪૭૮૧

# શ્રી મેઘા કાજળનાં યા શ્રી ગોડી પાર્શ્વનાથનાં ઢાળીયાં.

દુહા. ભાવધરી ભજનાકરૂં આપો અવિચલ મત લઘુતાથી ગુરૂતા કરૂ, તું સારદ સરસત્ય. ૧ મુજ ઉપર માયા ધરો દેજો દોલતદાન, ગુણ ગાવો ગોડી તણા ભાવે ભાવે સુગણાત. ૨ ધવલાદિક ગોડિ તણા શેવકો આવે શંઘ, મેમદાવાદી મોટકો નારંગો નવરંગ. ૩ પ્રતીમા તે ત્રણ પાસની પ્રગટી પાટણ માંહ, ભક્તિ કરે જે ભવિજન ગુણ કહેતાં ન કહેવાય. ૪ ઉત્પતિ તેની ઉચરૂં શાસ્રે તેણી કરૂં શાખ, મોટા ગુણ મોટા તણા ભાખે કવીજન ભાખ. ૫

ઢાળ. ૧ નદી જુમનાં તીર ઉડે દોય પંખીયાં. એ રાગ.

કાશી દેશ મોઝાર કે નગરી વણારશી. એ સમો અવર ન કોય કે લંકા જેસી રાજકરે તીહાં રાજ કે અશ્વસેન નરપતિ રાણીવામાં નામે તેહને દીપતી. ૧ જે જનમ્યા પાસ કુંવરકે તેની રાણીએ ઓચ્છવ કીધો દેવકે ઈંદ્ર ઈંદ્રાણીએ જો વન પરણ્યા પ્રેમ કે પરભાવતિ નીત નીત નવા વેશ કરી દેખાવતી. ૨ દીક્ષાલઈ વનવાસ રહ્યા કાઉસગા જીહાં ઉપસર્ગ કરવા મેઘ મળી આવે તીહાં કષ્ટ દઇને ત્યાં ગયો કે દેવતા પામ્યા કેવલ નાણકે એવા નર શોભતાં. ૩ વરસ તે સાનુ આવખુ કે ભોગવી ઉપન્યા જ્યોત માંહી મળે જ્યોતકે નહી સુખ મણા પાટણ માંહી મૂરતિ ત્રણ પાસની ભરાવી ભોંયરા માંહી કે કંઈક માસની. ૪ એક દીન પ્રતિમા તેહ ગોડીની લઈ કરી. પોતાના અવાસ માંહી કે તરકે તે ધરી ખાડખણી માંહી ઘાલી તરકે

ઊહાં સુવે નીત પર તેહ જા વલી તીહાં. ૫ એક દીન સ્વપ્નમાં આવી જક્ષ ઇમ કહે તેણે અવસર તરકે હૈયા માંહી સહદે નહી તને મારીશ મરડીશ હવે હું તુજને તે માટે ઘરમાંથી કાઢ મુજને. ૬ પારકરમાંથી સામે ઘોસાહી અહી આવશે તુજને દેશે ટકા પાંચશે લાવશે દેજે મૂરત એક કાઢી તેહને મત કહેજો કોઈ આગલ વાત એ કોઈને.૭ થાશે કોડ કલ્યાણ કે તારે આજથી વધશે પાંચ માંહી-નામા લાજથી મન શું બીન્યો તરક તે થયો અતી આકલો આગળ વાત જે થઈ તે ભવીજન સાંભળો. ૮ મન શું બીન્યો તરકડો બડાભુતહે કોય અગશતાણી. પ્રગટ કરં નહીતર મારે શોય. ૯

**ઢાલ. ૨ જી.** મારા ઘણુરે સવી ઢોલા. એ દેશી.

લાખ જોજન જંબુ પરમાણ તેમાં ભરત ક્ષેત્ર પરધાનરે મારા સુગુણ સનેહી શુણુજો પારકર દેશ તે રૂડો જ્યમ નારીને શોભે ચુડારે મારી સુ. ૧ શાસ્ત્રમાંહે જ્યમ ગીતા સતીઓ માંહી તીમ શીતારે મારા વાજીંત્ર માંહી જેમ ભરે તીમ પર્વતમાંહી મોટું મેરુરે મારા. સુ૦ ૨ દેવ માંહી જ્યમ ઇંદ્ર ગૃણ ગણ માંહી જ્યમ ચંદ્રરે મારા. સુ૦ બત્રીશ સાહસ દેશ નામે પારકર દેશ વિશેષરે મારા. સુ૦ ૩ તીહાં ભુદેશર નામા નગરી તેમાં રેતા નથી કોઈ વેરીરે મારા. તીહાં રાજ કરે ખેંગાર જે જાતનો છે પરમાર રે મારા. સુ૦ ૪ તીંહા વણજ કરે વેપારી અપછરા સરખી નારીરે મારા. મોટા મંદીર પરધાન તે તો ચોદશેબાવન ગામરે મારા. સુ૦ ૫ તીંહાં કાજલ શા વેપારી સહુ સંઘમાં છે અધિકારીરે મારા, તસ પુત્ર કલત્ર પરિવાર જસ મનીતા દરબારા રે મારા. સુ૦ ૬ તે કાજલશાની બાઈ શામેધો કીધો જમાઈ રે મારા. એક દીન શાળો બનેવી બેઠા વાત કરે છે એવી મારા. સુ૦ ૭ અહીંથી ધન ઘણું લઈ જઇ વસ્તુ લાવો કેવીરે. મારા. ગુજરાતમાંહી તુમે જાજો જેમાં લાભ આવે તે લેજોરે. મારા. સુ૦ ૮

**ઢાલ ૩ જી.** પંચમી તપ જાણીએ જનમ સફલ કરીએ, એ દેશી.

શા કાજલશાહ કહે મેઘા ભણી દીનરાત સાંભળી રસ દહએ વલી તું ઇમ કહે એ જઇશ હું પરભાત સાથ કરી ગુજરાત સુફલ ભલા શોહીએ તો ચાલુ વહીએ. ૧ ધન લઈ ઘણું હાથ પરવારી કરી સાથ કુંકુમ તિલકે કીઓએ શ્રીફલ હાથે લીધું એ લેઈ ઊલટ કતાર, આવ્યો ચઉટા મોઝાર કન્યા સન્મુખ મળીએ કરતી રંગરળીએ ૨ માલણુ આવી જામ છાબડી ભરીને દામ વધાવે શેઠ ભણીએ આશિશ આપી ઘણીએ મછ જુગલ મળેખારા વેદ ભણતો વ્યાસ. ભરી જોગણીએ ટીખવ હાથ ધરીએ. ૩ ડાબો બોલ્યો સાઢ દેવીનો ભરીઓ ભાડ ખરડાવો ખરોએ લોક કહે હઈએ ધરો એ આગલ આવી જામ મારગ વુડા તામ ભેરવ જમણી ભલીએ દેવ ડાબી વલીએ. ૪ જમણી રૂપારેલ તાર બાંધી તેણી વેલ નીલકંઠે તોરણુ કીઓએ ઉલસ્યું અતિ હઈડલુ એ હનુમાને દીધી હાંક મધુરો બોલ્યો કાગ લોક કહે સહુએ કામ હોશે ખરૂંએ. ૫ અનુક્રમે ચાલ્યા જાય આવ્યા પાટણમાંહ ઉતારા ભલા કીઆએ શેઠજી આવીઆએ નીશી ભરી સુત જામ જક્ષ આવીને તામ શમણામાં કહે એ તે સઘળુ શદહેએ. ૬ તરકતણુ જેવી તીને ઘર જઈ તામ પાંચશે રોકડાએ દેજે દોકડાએ દેશે પરતમા એક પાસ તણી સુ વિવેક તેહથી તુજ જસ થાશેએ ચિંતા દૂર જાશેએ. ૭ સંભલાવી જક્ષરાજ તરક ભણી કહે શાજ પ્રતિમા તું દેજે એ પાંચશે ધન લેજે એ એમ કરતાં પરભાત તરક તણી કહે વાત મનમાંહી ગહગહેએ અચરજ કુણ લહેએ. ૮

**ઢાળ. ૪ થી.** આસણુરા યોગી. એ રાહ.

તરક ભણી દીએ પાંચસે દામ પરતમા આણી નીજ ઠામરે પાસજી મુજ ત્રુઠયા પ્રુજી પરતમાને હરખે ભરાણો ભાવે આણીને ખોળે છે નાણુરે પાસજી. ૧ મુજ બખત એ મુરતી આવી મને આપશે દામ

ઉપાવીરે પાસજી. દામ દઇને રૂ તીહાં લીધો મન માન્યો કારજ સીધોરે પાસજી. ૨ રૂના ભરીઆ ઉટ તેવીશ માંહી બેસાર્યા શ્રી જગદીશરે પાસજી. અનુક્રમે ચાલ્યા પાટણમાંહીથી સાથે મૂરતી લઇને ત્યાંથીરે પાસજી. ૩ આગળ રાધનપુર શેહેર આવે દાણી દાન લેવા સહુ આવેરે પાસજી. ગણે છે ઉંટને ભુલેછે લેખુ એક અદકુ ઓછુ દેખેરે પાસજી. ૪ દાણી મળી વીચારે મનમાં અતી કૌતિક દીસે છે ઇનમારે પાસજી. મેઘા શાને દાણી મળી પૂછે કહો શેઠજી કારણ શું છે રે પાસજી. ૫ શા મેઘો કહે સાંભળો દાણી અમે મૂરતિ ગોડીની આણીરે પાસજી. તે મુરતી એક બરકી માંહી પુજાયલીએ બીજે દામરે પાસજી. ૬ પારસનાથ તણા પસાયે દાણી દાન મેલી ઘેર જાવેરે પાસજી. જાતરા કરીને સહુ ઘેર આવે જીન પુજીને આનંદ થાવેરે પાસજી. ૭ તીહાંથી આવ્યા પારકરમાંહી ભુદેશર નગરી છે જીહારે પાસજી. વધામણી દીધી જેણે પુરૂશે થયા રળીઆત ઘણું હરખેરે પાસજી. ૮

**ઢાળ. ૫ મી.** રાણકપુર રળીઆમણુરે લોલ. એ ઢાળ.

શંઘ આવે બહુ સામટોરે લાલ દરસણ કરવા કાજ ભવ્ય પ્રાણીરે લાલ. ઢોલ નગારાં ગડગડેરે લોલ નાદે અંબર આજ ભવ્ય પ્રાણીરે. સુણજો. વાત સોહામણીરે લાલ ઓચ્છવ મહોત્સવ કરે ઘણારે લાલ હરખે પામી સહુ સાથ ભવ્ય પ્રાણીરે. સુણજો. ૨ સંવત ચઉદ બત્રીસમેરે લાલ કાર્તિક સુદી દીન બીજ ભવ્ય પ્રાણીરે, થાવર વારે થાપીઆરે લાલ. નરપતિ પામે રાજ ભવ્ય પ્રાણીરે સુણજો. ૩ એક દીન કાજળશાહ કહેરે લાલ મેઘાશાની વાત ભવ્ય પ્રાણીરે. નાણુ અમારૂ લઇ કરીરે લાલ ગયાતા ગુજરાત ભવ્ય પ્રાણીરે. સુણજો. ૪ તે ધન તમે કીહાં વાવરૂ રે લાલ તે દ્યો લેખુ આજ ભવ્ય પ્રાણીરે, તવ મેઘો કહે શેઠજી રે લાલ ખરચ્યુ ધર મને કાજ ભવ્ય પ્રાણીરે સુણજો. ૫ સ્વામીજી

માટે સું પીયુરે લાલ દીધા પાંચશે દામ ભવ્ય પ્રાણીરે કાજલ કહે તુમે શું કર્યુંરે લાલ આ પરતમા કુણ કામ ભવ્ય પ્રાણીરે સુણજો. ૬ કાજલ ભણી મેઘો કહેરે લાલ એવા વેપારમાં નહી તુમ ભાગ ભવ્ય પ્રાણીરે. એ પાંચશે મહારારે લાલ તેમાં નહી તુમ ભવ્ય પ્રાણીરે સુણજો. ૭ મેઘાશાની ભારજારે લાલ ગરથાદે તસ નામ ભવ્ય પ્રાણીરે. મઇઆને મેરૂ બે શરીખડારે લાલ એઉ સુત રવી સમાન ભવ્ય પ્રાણીરે સુણજો.

ઢાલ. છઠી કથતમાકુ પરિહરો એ દેશી...

શા કાજળ કહે મેઘા ભણી એક જણ માહી વાદ મેરે લાલ સુણજો વાત સોહામણી તીહા મેઘો ધન રાજને એક દીન કીધો સાદ મેરે લાલ સુણજો વાત સોહામણી. ૧ આ પ્રિતિમા પુજો તગને ભાવે આણી ચિત મેરે લાલ બાર વરસ લગે તમે પૂજોને પ્રતિમા નીત નીત મેરે લાલ સુણજો. ૨ એક દીન શમણાગાં ઇમ કહે તે મેઘાશાની વાત મેરેલાલ તુ મુજ સાથે આવજે ને પરવારી પરભાત મેરેલાલ સુણજો. ૩ વેલ લીજે ભાવલ તણીને ચા રણુજ્યોતિછે જહાં મેરેલાલ દેવણદા રઇકા તણીને દો રીખવ છે તીહાં મેરેલાલ સુણજો. ૩ વેલ ખેડીને તુ એકલોને ગત લેજે કોઇ સાથ મેરેલાલ બાડા થલ ભણી ચાલજે ને મુજને રાખજે હાથ મેરેલાલ સુણજો. ૫ ઇમ મેઘાને પ્રીછવીન જગનો જક્ષ ગયો નીજ ઠામ મેરે લાલ. રવી ઉગે મેઘો તોહાને કરવા માંડયો કાંજ મેરેલાલ સુણજો. ૬ વેલ લીધી ભાવલ તણીને રીખવ આણ્યા દોય મેરે લાલ. જોતરા વળી આમી તણાને જાણે છે સહુ કોય મેરેલાલ સુણજો. ૭ તવ મેઘો તે વેલલઇને ખેડી ચાલ્યો જાય મેરે લાલ. અનુક્રમે મારગે ચાલતાંને આવ્યા થલ બાંડામાંહી મેરે લાલ. સુણજો. ૮

ઢાલ. ૭ અમલાલ રંગાઊંવરના મોરીઆ.

તીહાં છોટાને મોટા થલ ઘણા દીસે રૂખતણો નહી પારરે તીહાં ભૂત પ્રેતને બ્યંતર ઘણાં દેખો શેઠ કરે વીચાર રે શા મેઘો. ૧ તે મનમાંહી ચીતવે કોણ કરશે મારી સારરે તવ જક્ષ આવીને ઇમ કહે તુમ મત કરજો ફીકર લગારરે શા મેઘા. ૨ તે મન માંહી ચીતવે તવ વેલ હાકીને ચાલીઆ આવા ગોડીપુર ગામરે તીહાવાવ કુવો સરોવર નહી નહી મેલ મંદીરનુ ઠામરે શા મેઘો. ૩ તીહાં વેલ થંભાણી ચાલે નહી હવે શેઠ હુવે દીલગીરીરે મુજપાસે નથી એક દીકરો કોણ જાણે પરાઈ પીડારે સા મેઘો. ૪ તીહાં રાત પડીને રવી આથમો ચીંતાતુર થઇને સુતારે શા મેઘા. ૫ ભણી આવી એમ કહે સમણામાં જક્ષ એ કહેતોરે સા મેઘો. ૬ હવે સાંભલ મેઘા હું કહુ આ વસે ગોડીપુર ગામરે મારૂ દેરાસર કરાવજો ઇહાં ઉત્તમ જોઈ ઠામરે શા મેઘો તે મનમાં ૭ તુ જાજો દક્ષિણ દીશા ભણી તીહાં પડયુ છે લીલુ છાણરે તીહાં કુવો ઉમટસે પાણી તણો વળી પરગટસે પાણીની ખાણરે સા મેઘો. ૮ પાસે ઉગોછે ઊજળો આકડો તેને હેઠળ છે ધન બોહોળોરે તીહાં પુર્યો છે ચોખાનો સાથીઓ તીહાં પથ્થરની છે ખાણરે સા મેઘો તે મનમાં ચીતવે ૯

ઢાલ. ૮ સોના તે રૂપે રૂડો. એ દેશી

સલાવટ સીરોઇ ગામ તીહાં રેહેછે ચતુર કામહી શેઠજી સા ભજો રોગ છે તેને શરીરે નમન કરીને છાંટો તેનેરે શેઠજી. ૧ રોગ જાશે ને સુખ થાશે બેઠા ઇહાં કામ થસે હો સેઠજી.જોતીકને મત જોવરાવો દેરાસરના પાઆ ચણાવો સેઠજી. ૨ જક્ષગઓ ઇમ કહીને કરે ઉમેદ દેવ હિત હો સેઠજી. સલાવટને તેડાવો વલી ધનની ખાણ બણાવો હો સેઠજી. ૩ ગોડીપુર ગામ વસાવો સંઘ સાજનને તે-

ડાવો સેઠજી. ઈમ કરતાં બહુ દીન વીત્યા થયા મેધાસા જગ જીત્યા સેઠજી. ૪ એક દીન કાજલ તીહાં આવી કહે મેધાની વાત બતાવી સેઠજી. એ કામમાં ભાગ અમારો અડધો અમારો ને અડધો તમારો હો સેઠજી. સાભલો. ૫ ઇમ કરી દેરાસર કરીએ. જીમ જગમાં જસને વરીએ સેઠજી. સામીજીના શુ પરાએ ઘણુ દામ છે વળી ઈહાં હો સેઠજી ૬ કરી દેશને પાછો વળીએ આપણ મંદીરમાં બળીએ શેઠજી. શા કાજલ મનમાં ચિંતવે મારૂ મેધાને ને થઉ નિચિંતો શેઠજી. ૭

**ઢાલ.** ૮ કોયલો પરવત ધુંધલોરે. એ-દેશી.

પરણાવુ પુત્રી માહરીરે લોલ ખરચ્યું ધન અપારરે ચતુર નર નાન જગાડુ આપણીરે લોલ તેડુ મેઘો તેણીવારરે ચતુરનાર સાંભજો શોતાજનોરે. ૧ જો મેઘો મારૂ તો સહીરે લોલ તો મુજ ઊપજે કરારરે ચતુર નર દેવલ કરાવુ હુ સહીરે તો નામ રહે નીરરે ચતુરનર સાંભલો. ૨ એમ ચીંતવીને વીવાહ આદરોરે લોલ કરે કારજ તનકાળરે ચતુર સાજન ને તેડાવીઆરે લોલ ગોરી ગાવાથી ચાલરે ચતુર નર સાંભળ. ૩ મેઘા ભણી તેતુતરેરે લોલ મોકલો કાજલશાહ હેરે ચતુર નર વીવાહ ઉપર આવજોરે લોલ સરવે તેડીને આંઢી મેરેયોલ સુગુણે સાંભલી મેઘો ચીતવેરે લોલ કીમ કરી જાઇએ ત્યાં મેરે લોલ ચતુરનર કામ અગારે છે ઘણુરે લોલ દેરાસરનુ આહીરે ચતુરનર સાંભલને. ૫ તવ મેઘો કહે તેનેરે લાલ, તેડીને જાઓ પરીવારરે ચતુરનર કામ મેલીને કીમ આવીએરે લાલ તો જાણો નીરધારરે ચતુરનર સાંભલો સો. ૬ મરધાડેને તેડીકરીરેલાલ પૂતર કલતર પરીવારરે ચતુરનર મેધાવીના સહુ સાથનેરેલાલ તેડી આવો તેણીવારરે ચતુરનર સાંભજો. ૭ કહે કાજલ મેઘો કહીરે લોલ

એહના આવ્યા સામાટરે ચતુરનર મેઘા વીના કીમ સરે રેલોલ નાત તણી વારરે ચતુર સાંભલો. ૮

ઢાલ. ૧૦ તવ સગુણાનંદનેરે લોલ. તે મુજ નાંખી ફંદમાંરે લોલ એ દેશી. કહે જક્ષ મેઘા ભણીરે લોલ તુજ મારશેરે લોલ ૧ તુમ મત જાજે તીહા કનેરે લોલ ઝેર દઈને તુજને મારશેરે લોલ તેડયા વિના જાશે નહીરેલોલ તુ નમન કરી લેજે સહીરે લોલ. ૨ દુધમાંહી દસે ખરૂરેલોલ નગંન પીધે થશે થરૂરેલોલ તે માટે તુજને શું કહુ ઘણુરે લોલ ગન વચન સોહામણુરે લોલ. જક્ષ કટીને ગયા તે હવેરે લોલ વાજલ આવી તીહુંહવેરે લોલ કહે મેઘાને સાંભલોરે લોલ મેલો મનનો આંબલોરે લોલ. ૪ તુમ આવ્યા વીના કમ સરેરે લોલ નાતમાં સોભીએ કીણ પરેરેલોલ તુમ સરીખાં આવે સગાંરે લોલ તો મન થાયે ઉમંગરેલોલ. ૫ હું આવ્યો ચાલી કરીરે લોલ તે કીમ જાવું પાછો ફરીરે લોલ અમને કાંઇ લેખવોરે આહુ અવળુ મત દેખવોરે લોલ. ૬ હઠ કરીને બેઠા તુમેરે લોલ ખોટી થઈએ છીએ અમેરેલોલ શા મેઘો મનચીંતવેરે લોલ અતો તાણુ કામ પુરવેરે લોલ. ૭ કાજલ સાથે માલીઓરે લોલ ભુદેસરમાં આવીઓરે લોલ નમના વીસર્યો તોહા કનેરેલોલ ભાવે ભાવી આવી બન્યુરે લોલ. ૮

ઢાલ. ૧૧ કાગલરેપાણી લગાણી કાગલમત ચાલ્યો એ દેશી. નાત જમાડુ આપણીદીધા બહુમાન વરકન્યા પરણાવીઆ દીધા બહુ દાન. ૧ કાજલ કહે નારી ભણી મેઘો અમે ભેલાં જમણ દીજે વીખ ભેલાંરે દુધમાં તેણી વેલા. ૨ દુધ તણીછે મુજ આંખડી તુમત કરે રીસ મેઘાને મેલવુ નહી પીરસ્યુ જમણ વીસે. ૩ તવ નારી કહે પીઉજી મેઘાને મત માર કુલમાં લાંછન લાગશે જાસે પંચ મોકાળ. ૪ કાજલતો માને નહી નારી કહે નાર હારો મન ભાગ્યુ મોતીડે તેહને તીલક કારી. ૫ ઇમ સીખવી નીજ નારીને જમવા બેહુ બેઠા ભેલા એકણુ થાલમાં હૈયે

હરખે હેડા. ૬ દુધ આણ્યું તેણી નારીએ પીરસ્યું થાલ માંહી કા-
જલ કહે મુજ આખડી તે પીધુ મેધે તીહાં. ૭ મેઘાને હવે તત-
ક્ષણે વીખ વાપ્યું અંગ સાસો સરમી ગયા પામ્યો ગતી સરગ. ૮

ઢાલ ૧૨ કહેરે ગુણવંતી રામ રારી જોગણી એ દેશી.

મરઘાદે પીઉ કનેરે રોતી કહે તેણી વારરે મહઓ તે મેઉ તે
પગુ બેજશારે અતી ઘણો કરેરે પોકારરે ફટરે ફટ. ૧ હીણા કાજલ
શુ કર્યુરે ના આવી લાજ લગારરે મુખ કેમ દેખાડીશ લોકમારે
મોક ધોક તુજ અવતારરે ફટરે ફટ. ૨ વીરા ના જાણ્યુ મન એહ
વારે તારી ભક્તી તો કુણુ સબુમાર માહરે તો એ કરમે છાજ્યુ
નહીરે પડી દીસે છે મુજ ચુકરે ફટરે ફટ. ૩ એના લખ્યા છઠીએ
લેખરે હવે દીજીએ કોણને દેસરે નીરધારી મેલી ગયા નાવસોરે
મુજને ના કીધો કાંઈએ રેસારે ફટરે ફટ. ૪ એમ વીલપતા મરઘા
દે કહેરે મુખ મેલ્યાની સારારે તુજને કીમ ઉકલ્યુ એહવુરે જીવ સ.
તોને પચારારે ફટરે ફટ. ૫ કુડ કરીને મુજ છેતરીરે કીધો મોટો
અન્યાયરે મારા નાનકડા બેઉ બાનકડારે કોને મલગે જઈ ધાયરે
ફટરે ફટ. ૬ અવવચ દેરા રચ્યાં આજથીરે જગમાં નામ રહ્યું નીરરે
સહુ લોના દીલમાં આવ્યું ખરરે નગરીમાં વાતો ઘેર ઘેર વાપ
રારે ફટરે ફટ. ૭ દ્વેશ રાખીને મેઘો મારોઓરે એતો કાજલ કપટી
બડારરે મનનો મેલોને ઘેલો એહવોયે એમ બોલે નીજ નારરે ફટ
રે ફટ હીણા કાજલ શું કર્યું. ૮

ઢાલ ૧૩ પરની પુરવ ભવ પામીએ.

બેની અગ્ની દાહ દેઈ કરી આવ્યા સહુ નીજ ઠામ હો બેની
કાજલ કહે તું મત રૂએ ન કર એવું કામ હો બેની. ૧ લેખ લખ્યા
તે લાભીએ એ આકણી. દીજે કેને દોસ હો બેની જામ મરણ હાથે

નહીરે તો રાખવો સો રોસહો એની લેખ. ૨ એની એ સંસાર છે કારમો ખોટી માયા જાલ હો એની એક આવે ફાલી ભરીરે જે આ-સનો ચાલ હો એનો. ૩ સુખ દુખ સરખાં પામીએરે નહી કોઈ ના હાથહો એની મત કરે ફીકર તુ આજથી વહીલે આપણો હાથ એનો લેખ. ૪ એની ખાઓ પીઓ સુખ ભોગવો ના કરો ચીંતા લગાર હો એની જે જોઈએ તે મુજને કહો ન કરો દીલમાં વીચાર હો એહેની લેખ. ૫ જીનને પરસાદ કરાવેશું રે મહી લે રાખીશુ નામ હો એનો ચાલો આપણે સહુ તીહારા હું લઈ આવુ દામ હો એની લેખ. ૬ સોદને શુ પસુ ગોડીપુર ગામ હો એની ઈજત આપણ ઘર દીવું ખોશું કીમ કર્દી નાગ હો એની. ૭ લેખ અનુક્રમે આવ્યા સહુ તીહાં ગોડીપુર ગામ મોઝાર હો એની પરભુનો પરસાદ કરાવીઓ કા-જલસાએ તેણીવાર હો એનો લેખ. ૮

ઢાલ. ૧૪ કરેલડાં ગાડહેરે એ દેશી.

દેહેરે શીખર ગઢાવીઓ શ્થીર ન રહે તેણી વાર હવે કુણ કરવો ઉપાય ભવીક જન સાંભળોરે. ૧ મુકી જે મન આમળોરે બી-જીવાર ચઢાવીઓ પડે હેઠો તતકાળ સુહણે જક્ષ આવીને કહેરે કે મહરાને ત્રણકાળ ભવીક. ૨ તુ ચઢાવે જાઈને સ્થીર રહેશે શીર તેહ કાજળને જશ કીમ હેવે મેઘો મર્યો જેહ ભવીક. ૩ દેહેરે શીખર ચઢા વીઓ નામ રાખ્યો જગમાંહી મુહત થાપી પાસની સંઘ આવી ઉછાહ ભવીક. ૪ સંવત ચઉદ ચુવાલામાંહી દેહેરે પ્રતિષ્ટા કીધી માહિઓ મેરો મેઘા તણો તેણે જગમાં જસ લીધ ભાવીક.૫ દેશી પરદેશી ઘણા આવે લોક અનેક ભાવ કરી ભગવંતને વંદે અધિક વિવેક ભવીક. ૬ ખ-રચે દ્રવ્ય ઘણો તીહાં રાય રાણા તેણીવાર માનત માને લાખની ઠાલી કષ્ટ અપાર ભવીક. ૭ અનુક્રમે યાને ધન દીયે અ પુત્રી આને

પુત્ર રોગની વારે રોગીઆ ટાલે દારીદ્ર સર્વ ભવીક. ૮

ઢાલ. ૧૫ ઘર આવોજી આંબો મોરીયો એ દેશી.

આજ સુરંગ વધામણા એ આકણી, આજ ઉઠયા શ્રી ગોડી પાસ આજ ચીંતામણ આવી ચઢયો આજ સફળી સવી આશ આ૦ ૧ આજ સુરતરૂ ફળ્યો આગણે આજ પ્રગટી મોહન વેલરે આજ વી છડી આવાલા મળ્યા આજ અમ ઘરે હુએ રંગ રેલો આ૦ ૨ આજ અમ ઘરે આંબો મોરીઓ આજ વુઠી સોવન ધારો આજ દુધે વુઠા મેહુલા આજ ગંગા આવીઆ ઘર બારો આ૦ ૩ આજ ગાયો ગોડીપુર ધણી શ્રી સંઘ કેરે ઉછાહો ચોમાસુ કીધો ચુપ સું નગર તે મલી આલ માહી આ૦ ૪ શે ચહુઆણ ચાવા ચહુ ખુટમે તે માં મોટા સુજાણોજી હોય ગહે દાસ સાહુલજી જાણીએ એહવા ધરતીમાં ઘણાં નવી કોય આ૦ ૫ રામના અરાજની પરે ચવાવી જગમાં રીતો સોલંકી સાથમાં હે દીપતા વીવેકી વાલો સુવીનીત આ૦ ૬ પરમાણુક વોરા પ્રતાપસી સમરથ રાજકાજને કામે ભણે સાલીનાથો તીહા ભલો જેહને ઘર બહુ દામ આ૦ ૭ સંઘવી લાધો તે જાણીએ સુણો મેતામાં હોય સેઠમાં દીપો વખાણીએ વળી મનો મનજીજેય આ૦ ૮ સાર પોટીલો જાણીએ તપગછમાંહી તલક સમાન મહી આલના ગાજન સોતા દોલત કરી દીપેવાન આ૦ ૯ શ્રી હિર વીજય સુરી સરૂ તસ સુભ વીજય કવી સીસ તેહના ભાવી જે કવી દીપતા તસ્સસ ધન મુની સદીસ આ૦ ૧૦ તેહના રૂપ વીજય કવી સરૂ તેહના કૃષ્ણ નમુ કર જોડ વળી રંગ વીજય રંગે કહે હું તો પ્રણમુ નીત કર જોડ આ૦ ૧૧ સંવત અઢાર સીતોત્તેર ભાદ્રવ આસુ ઉરોરે તિથી તેરસ ચંદ્રવાસરે એમ નેમવીજય જયકાર આ૦ ૧૨

ઇતિ શ્રી ગોડી પાર્શ્વનાથનુ સોળ ઢાળીઆનુ સ્તવન સંપૂર્ણ.

# શ્રીજીનેંદ્ર સ્તુતી ગાયન સંગ્રહ.

## ભાગ ૨ જો.

## સ્તુતી.

### વિનતી ધરજો ધ્યાન.

સેવો પ્રભુ સુખદાઈ, ભવી તમે સેવો પ્રભુ સુખદાઈ;
જયજયકાર ભયો જીન સાસન, ચોવીશ જીણંદકી દુહાઇ. સેવો૦
સબ બાલક મીલ મંગલ ગાવે, મોતીયન ચોક પુરાઈ. સેવો૦
કેસર ચંદન ભરી કચોલી, પ્રભુજીકી પુજા રચાઈ. સેવો૦
આજ પડે હમ જીનજી કે ધ્યાનમે, તન મન ખુબ લગાઇ. સેવો૦
લઘુ બાધ પ્રભુ દર્શન પાયો, બીકસીત નયન હો જોઈ. સેવો૦

### ૧ બંધ કીલ્લો બાપુ શું છે કામ.

અમે જઇએ આદેશ્વરની પાસ (૨) ચાલો દર્શનને કાજેરે. અમે.
પ્રથમ તીર્થંકર સ્વામીજી તમે, વૃષભ લંછન સોહાય, (૨) ચા. અમે.
નાભી રાયા તમ પીતા કહેવાયે, ઈક્ષ્વાકુ વંશ ધરાય, (૨) ચા. અમે.
પ્રભુ તમારાં દર્શન દોહલાં, મોટા પુન્યે પમાય, (૨) ચા. અમે.
સ્વામીજી તમને અર્જ કરૂજી, ઉતારો ભવપાર રાય, (૨) ચા. અમે.
નાગજીભુદરની પોળના દેહરે, ભોંયરામાં દીપો છો આપ, (૨) ચા. અમે.
શ્રીલઘુ બાધ સભા મળીને, ગુણ તમારા તે ગાય, (૨) ચા. અમે.

### ૨ દક્ષણી લાવણી.

અરજ સુણોને, અજીતનાથ સ્વામી રે;
અરજ આજ, રાખો લાજ, શેવક કાજ, સારો રાજ;
દુઃખ સહુ કાપી રે. અરજ.
વિજયા માત છે, જીત શત્રુ તાત સારાં રે;
અયોધ્યા ગામ, તમારૂ ઠામ, મોક્ષ ધામ, લેવા કામ;
થયો હર્ષ ભારી રે. અરજ.
દુઃખ બહુ સહ્યાં, ભવ અનંત ધારી રે;
જળીને મીન, તેમ હું લીન, હે સ્વામીન, દુઃખી દીન;
લઘુ આધના ચુરી રે. અરજ.

### ૩ નમું પદ પ્રભુ સુમતીને.

નમું નીતે પ્રભુ સંભવને.
રવી સમાન તપે તેજ તારૂં, સ્તવન ચીત્ત ધારૂં;
દયા દીલે આણી કાપો કુગતીને નમું,
હું છું અતિમતિ મંદ; ટાળો પાપ પ્રચંડ.
હે આનંદ કંદ, છો જીતારીના નંદ; કાપો કર્મના ફંદ,
નમે છે હાથ હરી જોડી તુમને. દયા. નમું.

### ૪ તુન કુમલાજી અરવા.

અભીનંદન જીણંદવા, ઓ પ્રભુ મોરા; અભીનંદન જીણંદવા.
તુમ દરસનસે ચેન પડત હે, અભીનંદનજીણંદવા; ઓ. અ.
માથ્યા તમ પટ દુર કરીને, દે ઉપદેશ મધુરવા; ઓ. અ.
ભવદુઃખછેદન મોક્ષ સુખ કારણ, સેવત ઈંદ્ર ચરણુવા; ઓ. અ.
લઘુ આધ કહે કરજોડી. રાખીએ ગહેર નીજરવા; ઓ. અ.

### ૫ મુજ ઉપર ગુજરી પીતા.

સુમતીજીન સ્વામી તમે છો અંતરજામી,

તારે શરણે આવ્યો દાસ શીવ સુખ કામી,
તારે મસ્તક મુગટ જોઈ થયો હું પરસન,
પ્રભુ નીત્ય આવીને કરૂં હું તારા દરસન.
પ્રભુ મહેર કરીને ઉતારો ભવપાર,
પ્રભુ તું છે સૌનો શ્રેષ્ટ પણે આધાર;
હું નીત્ય આવીને પુષ્પ ચઢાવું પ્રેમે,
પ્રભુ તારા પ્રતાપથી રહુંછું કુશળ ક્ષેમે.
શ્રી લધુ આધની વીનંતી આ સ્વીકારો,
હે સુમતીનાથ હવે ઝટ પાર ઉતારો.

**૬ મુજને કર્યું કામણ કેઇ ઘડી.**

અખીયાં મેરી પ્રભુજીસે આજ લગી, ભલા આજ લગી. (૨) અ.
છઠ્ઠા પ્રભુ શ્રી પદ્મજીનેશ્વર, દેખત દુર્ગતી દુર ટળી. અ.
મસ્તકે મુગટ સોહે મન મોહન, બીચ બીચ હીરા મોતી લાલ જડી. અ.
રત્ન જડીત્ર દોય કુંડલ સોહે, ગલે બીચ મોતીયન માલ પડી. અ.
લધુ આધ કહે પ્રભુસાહેબ, ચરણ ન છોડું પલ એક ઘડી. અ.

**૭ રથ ચડી જદુનંદન આવત હે.**

જાવું સખીજીન મંદીરકુ, મે સુંપાર્શ્વનાથકું ધ્યાવું રે;
જીનજીસે પ્રીત લગી તન મનસે, ચરણ મેં શીશ નમાવું રે. જા.
અષ્ટ દ્રવ્યસે પુજા કરકે, મનવંછીત ફલ પાવું રે. જા.
ભવ સમુદ્ર સે પાર ઉતારો, એટલી અરજ લગાવું રે. જા.
લધુ અધ કહે કરજોડી, ચરણ કમલ ચિત લાવું રે. જા.

**૮ જો તું જુવારી ચાહે સારી.**

જોતું તારી, મતી સુધારો, જીનવર જુવારી, જટપટ ખેલ,
આયુષ્ય ઓછું, થાતું દીસે, માટે હવે તું, ખટપટ મેલ.

જો એ માયા, કારમી કાયા, ઝટ કર દયા, પ્રેમપદ સેવ,
કોઈ આજે, કોઈ કાલે જાશે, માટે જલદી, જીનવર સેવ.
સંસાર છે અસાર, જતાં ન લાગે વાર,
એથી તું ઉગાર, ઓ પ્રભુ મુજને તાર;
ચંદ્ર પ્રભુ તું, આવ્યો શરણ હું,
સમકીત માગું છું, સેવકને શીરપર ખેમ. જો.

## ૯ જયકે કલંદર.

સુવીધીનાથ પ્રભુ અતિ અલવેસર, વિનતી હૃદય મુજ ધારોજી;
કુમતી કાપી સુમતી આપો, માગું સેવક હું તારોજી.
સેવકને તારો પ્રભુ તારોછે આધારો (૨)
પાપથી ઉગારો નર્ક ગતીનેં નીવારો (૨)
હરી સુખ આપો, કરો સફળ જનમારો; સેવક સુ.

## ૧૦ દેખી તેરી વફાદારી.

તમે સુણો સીતળનાથ સ્વામી, તુમ દર્શનનો છું કામી, અરે હાં૦
તમે સુણો પ્રભુ આવાર, જાણો નીરાધાર;
ખરો તુજ આધાર, છો મોક્ષના ગામી; તમે.
તમ પીતા છે ધર્મરથ રાય, નંદા માત કહેવાય;
સેવે તુમ પાય, લઘુ આદ્ય હરખ પામી. તમે.

## ૧૧ માર માર તરવાર.

તાર તાર સંસારે ઢીલ કરેછે શું,
કરેછે કરેછે કરેછે શું; તાર તાર સંસાર ઢીલ કરેછે શું.
શ્રેયાંશ પ્રભુજી શરણે આવ્યો, હવે ભવ પાર ઉતારેછે શું. તાર.
તેં તાર્યા ઘણા ગુણી જનોને, આ નીગુંણીને વીસારે છે શું. તાર.
મારેછે એક આધાર તારો, તો દુઃખ કેમ ભોગવું છું હું. તાર.

મારા સરખા તારે અનંતા, તે સઉનાં દુ:ખ વમાવે છે શું. તાર.
લઘુ આધને મોક્ષજ આપી, શેવકની આશા પૂરેછે શું. તાર.

### ૧૨ લાગી છે પુરી આથી લાય લાય.

થઈ છે વાસુપુજ્ય જોઈ આસ આસ મારા મનમાં.
જયા માતારે પ્રભુજી તમારી, રકતવર્ણનું શરીરજ ધારી;
વસુ પુજ્ય પીતા થાય થાય મારા મનમાં. ૧
ચંપાપુરી એ નગરીનો નૃપ તું, પાર ન ઉતારો એ નથીજ શોભતું;
દર્શન પામી મન હરખાય ખાય મારા મનમાં. ૨
લઘુ આધ સભા વાંદેછે તમને, આજાછે પાર ઉતારશા અમને;
હવે સંસારમાં નહી રહેવાય વાય મારા મનમાં. ૩

### ૧૩ એવું અભીમાન અહીં નવ ચાલે.

હે વિમળનાથ પાર ઉતારો મને, અનંત શકિત છે તારે. પા૦
કપીલપુરના મોટા છો રાજ. શ્યામા માતાછે તમારે. પા૦
કૃતવર્મ નામછે તમારા પીતાનું, સોહોછો સુઅર લંછને. પા૦
લઘુ આધની વીનતી ધરજો, કર જોડી નમેછે તને. પા૦

### ૧૪ ઞીયા રાઠોડ નરવર સુર.

પ્યારા અનંત જીનવર નાથ, કર્યાં મેં બહુ કપટ કપટ કપટ;
તેથી દુ:ખી થયો હું અંનાથ, પાર ઉતારો ઝપટ ઝપટ ઝપટ. પ્યા..
કપટથી દુર થાઉ શી રીતે, બતાવો પ્રભુ અપટ
તુમ સરીખા પ્રભુ જોઇએ આંહી, ભવ તરીએ સપટ સપટ સપટ, પા પ્યા
આપનીરે આજ્ઞા પ્રમાણે ચાલુતો, કરે જો ન કપટ;
પછી જોઉ હું કેમ નથી તરતી, લઘુ આધ સભા અપટ અપટ અપટ. પા પ્યા.

### ૧૫ પ્યારીને છોડી દિલ્હી જાવુ છે.

ધર્મજીન પુજી મોક્ષ જાવું છે સુગમ, ધર્મ એનો ઘણો કઠણ છે. મો.

ભાનુ રાજા પીતા તમારા સોહીએ, રત્ન પુરી નગરી તુમ ગામ. ધર્મ.
સુવૃત્તા માતા તમારી કહીએ, તેજ તમારૂં શશિ સમ. ધર્મ.
લઘુ આધની અરજ એવીછે, કાળ આવ્યોછે દુઃખમ. ધર્મ.

### ૧૬ પાટણના નૃપ.

શાંતીનાથજી અર્જ સ્વીકારો, સહાય થાઓ મારી;
દયા દીલ લાવી, કૃપા દ્રષ્ટીએ નીહાળી.
અષ્ટ કર્મનો ક્ષય કરીને, વર્યા મુકતી નારી. શાં.
તમે કહેવાઓ જગતનાનાથ, શરણે આવ્યો હું અનાથ;
પાર ઉતારો ગૃહી મુજ હાથ, એમ વિનવુંછું આવારી. શાં.
ચૌગતીમાં રઝળ્યો વાર અનંત, તેથી ગણુંછું સંસાર દુરંત,
હવે લાવો તે તણો અંત, આ પ્રાર્થના ધ્યાન ધારી. શાં.
નહી બેસે તુજને કંઇ ધન, લઘુ આધને કરો પ્રસન;
મોક્ષ આપીને કરો ખુસ મન, એવીછે સેવકની આસ ભારી. શાં.

### ૧૭ તરૂવર તરૂવર.

કુંથુનાથ કુંથુનાથ જપુ રાત દીન, તોહી ન મળે એવી શકતી મારીછે હીન; ૧
ગજ પુરી નગરી માંહીછે તમારૂ રાજ, સુરરાજાના પુત્ર દેખીને થયો.
આનંદ આજ. ૨
અનંત ભવ રઝળી રઝળી શરણે હું આવ્યો, હવે ભવપાર.
ઉતારો મારે મન ભાવ્યો. ૩
લઘુ આધ સભા મળીને તારા ગુણ ગાય, જેથી આ સેવકોને સદગતી થાય. ૪

### ૧૮ સુણો મોરી સખીયાં.

ચાલો હવે જઇએ, અલ્પાનંદ લઇએ;
અરનાથનાં દર્સન કરવા આજ આજ આજ.
દેવીમાતને સુદર્શન પીતા;
નાગપુરી નગરીનો રાય રાય રાય. ચાલો.

નંદાવૃતનો સાથીઓછે લંછન જેનું;
પ્રભુજીની કંચન વરણી કાય કાય કાય. ચાલો.
અઢારે દોષ રહીત પ્રભુછો દયાળુ;
સર્વે મારી ઈચ્છા સફળ થાય થાય થાય. ચાલો.
ગુણ તારા એક ચીતે જો ગાવે;
શ્રી લધુઆધ મોક્ષે જાય જાય જાય. ચાલો.

## ૧૯ એવીરે રંભા જાણી જાવા.

એવારે મલ્લીજીનને કેમ નવ ભજીએ,
વીસસ્થાનક તપ ભવત્રીજે કરીને, બાંધ્યું જીનનું નામ;
તે થકી કર્મ ક્ષય કરીને, લહ્યું અવીચળ ધામરે. એવારે.
મોક્ષ માર્ગ વીધી વીધાનથી, બ્રહ્મા જેને કહીએ;
જેની સેવા પુજા કરવાથી, અવીચળ પદને લઇએરે. એવારે.
જગત જીવોને સુખનો હેતુ, શંકર તેથી તુજનામ;
ચોસઠ ઇંદ્ર નમન કરેછે, તેને કરૂં પ્રણામરે. એવારે.
જેના કલ્યાણક દીવસ સુખકારી, ત્રસ તેમજ સ્થાવરને;
ચોત્રીસ અતિશય ધારક જે જીન, પાર ઉતારે અમનેરે. એવારે.
આઠ પ્રાતીહાર્ય સોહેછે જેને, પાંત્રીશ વાણી ગુણધારી;
લધુ આધ વરવા ઇચ્છેછે, હેતે શીવ વધુ નારીરે. એવારે.

## ૨૦ માઢ.

સુણો સજ્જન મારી, વીનતી સારી, આજે ધરી ખુબ ધ્યાન;
અતિ સુખકારી, દુખ હરનારી, વીનતી સારી. આજે.
વીસમા તીર્થંકર સ્વામીજી મારા, નામે મુનીસુવ્રત,
સુમીત્રરાજા જસ પીતા કહેવાયે, જેને કર્યા સુકૃત;
દુખ સઉ હરી, પુજા કરી. આજે.
નામે પદ્મા માતાછે પ્રભુની; રાજેગીરી નગરીનો રાય,

કાચબો લંછન સોહેછે જેને, અંજન સરખી કાય;
લધુ આધ તણી, દુર્ગતી હણી. આજે.

### ૨૧ થાઓ તમે તૈયાર પદમણી.

નમીનાથ ભગવાંન ઝટ મને ભવ પારે લાવો.
વિજય રાજાના પુત્ર પ્રમાણું, મહીલાપુર રાયા;
વિપ્રા માતા તમારી કહીએ, કંચન સમ કાય. નમીનાથ.
અંતરજામી વિભુ વીસરામી, એક તારો આધારો;
તેં તાર્યા બહુ સેવક જનને, આ એક મુજને તારો. નમીનાથ.
જો તુમ સરખા મળે તો જીનવર, ધ્યાન રૂડું ધરીએ;
લધુ આધ ઝટપટ ઇચ્છેછે, કયારે હવે તરીએ. નમીનાથ.

### ૨૨ મંડપ રચ્યો આજ.

મેં દેખ્યા નેમનાથ પ્રભુ આનંદ થયો આજ,
તું છે શિવ રામાસંગી, હું રહ્યોછું સંસારમાં રંગી;
શીવા માતાના જાયા, સમુદ્ર વિજય કુલ આયા,
તારો અંજન સરખી કાયા, દેખી ગયા પાપ. આનંદ૦
સોરીપુરી નગરીનો રાયા, દેખી હર્ષ મેં પાયા;
ભવ અંત પાસે આયા, ભવ પાપ દુર મીટાયા;
લધુ આધે ગુણ ગાયા, મળી સહુ સમાજ. આનંદ૦

### ૨૩ સાભળુ શા બોલો તમારા રાણી.

પાર્શ્વનાથ દુઃખ કાપો દયાળુ ધણી,
અષ્ટ દ્રવ્યસે પુજા કરશે, તેહના મન વંછીત સહુ ફળશે;
ભવજળધીથી સેજે તરસે, કરસે ફળસે તરસે. દયાળુ૦
દુષ્ટ કર્મ મેં કીધાં ભારી, તેથી ગયો હું સમકીત હારી;
દુખમાંથી લ્યો મુજને તા'રી, ભારી હારી તા'રી દયાળુ૦

મને તમારો સેવક થાપો, સેવક થાપીને દુખડાં કાપો;
દુખ કાપીને મોક્ષજ આપો, થાપો કાપો આપો;. દયાળુ૦
ગુણ તમારા નિત્યે ગાઉં, દર્શન પ્રીતથી કરવા આવું;
દર્શન પામીને નીર્મળ થાઉં, ગાવું આવુ થાવું દયાળુ૦
લઘુ આધની આશા પુરો, સંકટ તેહના સર્વે ચુરો;
કદીએ મુજથી રહો ન દુરો; પુરો ચુરો દુરો દયાળુ૦

## ૨૪ દીલદારી કીનીરે.

સુણો મહાવીર સ્વામીરે [૨] અર્જ અમારી
દીલધારી, દયા લાવી, સ્વીકારી
આવ્યો ભવ હારી હારીરે સુણો૦
આપે ખોલ્યાં ભાગ્ય મારા તેથી આવ્યો શરણે તારા
ભવથી ડરતા, આશ્રુ પડતા, દુખ હરતા.
લઘુ આધને લ્યો તારી તારીરે. સુણો૦

## પ્રાર્થના.

### કલ્યાણ.

જૈન બાળકો તમામ કરે જૈનીને પ્રણામ;
જૈન ધર્મની સ્તુતિ કરી, અતી ધરે છે હામ. જૈન૦
અરિહંતને અરજ કરીને અર્પે નામી શીશ;
કૃપા કરીને અંબાળકને સુમતી આપો ઈશ. જૈન૦
ખુશ ખુશાલી થઇ શંઘને, અમો સરવના દાશ;
ભુલ ચુકની માફી માગી, જાય પોતાને વાસ. જૈન૦
ઓછવ આજે પુરણ હુવો બોલો જયજયકાર;
લઘુ આધના આ બાળકો પ્રણમે વારંવાર. જૈન

સમાપ્ત.

